3205

રાસલીલાના ગ્રાહકોને ભેટ.

# नित्य लीला तथा वनखेल लीलाना चंद्रावळा.

પુષ્ટીમાર્ગીય વૈષ્ણવ ભાઈઓને માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર

જાની રેવાશંકર વેલજી.

મુંબઈ;

ઓરીએન્ટલ છાપખાનામાં.

સંવત ૧૯૪૪. સન ૧૮૮૮.

નોછાવર આના બે.

3205

## ॥ श्रीगोपिजनवल्लभायनमः ॥

## अथ नित्यलीला तथा वनखेललीला प्रारंभ.



### રાગ ચંદ્રાવળા.

શ્રીવલ્લભ વિઠ્ઠલ પુરૂષોત્તમ, પ્રગટ્યા પૃથ્વી માંય રે;
પુષ્ટિજીવ પોતાના કીધા, ચરણકમલની છાંય;
ચરણકમલની છાંય તે કીધી, શરણ લઈને સેવા દીધી;
સગુણરૂપ વસે પૂરણ બ્રહ્મ, શ્રીવલ્લભ વિઠ્ઠલ પુરૂષોત્તમ;
જય વ્રજરાજકુમાર. ૧

શ્રીયમુના ગોકુળ વૃંદાવન, ગોવર્ધન ગિરિરાય રે;
એકવીશ યોજન વ્રજમંડળ, ભગવદ્ધામ કહેવાય;
ભગવદ્ધામ કહેવાય પ્રમાણે, વેદ વચન કહી વ્યાસ વખાણે;
જહાં બિરાજે યશોદાનંદન, શ્રીયમુના ગોકુળ વૃંદાવન.
ગોવર્ધન ગિરિરાય. ૨

ભૂતલમાં મંગલ ભૂમિ વ્રજ, જ્યાં વસે જદુનાથ રે;
વ્યાપી વૈકુંઠ તજી પધાર્યા, નિત્ય લીલા લઈ સાથ;
નિત્ય લીલા લઈ સાથ પધારયા, વલ્લભ થઈ વિસ્તાર વધારયા;
કરે વાંછના વિબુધ ચરણુ રજ, ભૂતલમાં ભૂમિ મંગલ વ્રજ.
જ્યાં વસે જદુનાથ. ૩

નંદ સદનની શોભા કહેવા, નવ સમર્થ કવિ કોય રે;
શંકર સુરપતિ શેષ વિરંચી, જ્યાં બંદિજન હોય;
જ્યાં બંદિજન થઈ જશ બોલે, દેવ નારી દાસીને તોલે;
દાસરૂપ દશદિગપતિ જેવા, નંદ સદનની શોભા કહેવા;
નહી સમર્થ કવિ કોય. ૪

પ્રાત સમે ગોપીજન ઘર ઘર, ગાય ગુણ ગોવિંદ રે;
અલંકાર આભૂષણ અંબર, ધરે અંગ આનંદ;
ધરે અંગ આનંદ વિભાતી, ગોરસ મથતાં હરિજશ ગાતી;
ઝળકે જોતી કુંડળ નકબેસર, પ્રાત સમે ગોપિજન ઘરઘર;
ગાય ગુણ ગોવિંદ. ૫

વ્રજ વિનતા પોતાને મંદિર, સાજે મંગળ થાર રે;
પુરી દુધ માખન મિશ્રી, મેવા મધુર રસાલ;
મેવા મધુર રસાળ તે જુવા, સથરૂ દહી મલાઈ ખુવા;
વિવિધનાં સંધાણાં સુંદર, વ્રજ વિનતા પોતાને મંદિર;
સાજે મંગળ થાલ. ૬

સિદ્ધ દ્વાર ગુણિજન જશ ગાએ, જાગો નંદ કુમાર રે;
જય જય મહારાજધિરાજા, શ્રીવલ્લભ પ્રાણ આધાર;
વલ્લભ પ્રાણ આધાર હો પ્યારે, નિદ્રા તજીએ નંદ દુલારે;
મધુર વચને બોલે માય, સિદ્ધ દ્વાર ગુણિજન જશ ગાય;
જાગો નંદ કુમાર. ૭

સખા સુદામા શંખ વગાડે, પ્રેમદા પડે પ્રબોધ રે;
જગજીવન જાગીને બેઠા, જનુની કેરી ગોદ;
જનુની કેરી ગોદે શોહે, પટ અંચળ માતા મુખ લોહે;
ચુંબન દઈને કંઠ લગાડે, સખા સુદામા શંખ વગાડે;
પ્રેમદા પડે પ્રબોધ. ૮

સિંહાસન સુંદર બેસાડી, ધર્યો મંગળ ભોગ રે;
આરોગે વ્રજરાજ લાડિલો, સંકરશણ સંજોગ;
સંકરશણ સંજોગ તે ભાવે, રસિક વાત કહી રૂચી ઉપજાવે;
રાણી સુતને રહ્યાં જમાડી, સુંદર સિંહાસને બેસાડી;
ધર્યો મંગળ ભોગ. ૯

જમુના જળ ઝારી ભરિ લાવી, અંચલાવે વ્રજબાલ રે;
મુખવસ્ત્ર લઈ સન્મુખ ઉભી, બીડી પાન રસાલ;
બીડી પાન રસાલ તે દીધી, હેત કરી હરિ મુખમાં લીધી,
ઘરઘરથી ગોપીજન આવી, જમુનાજળ ઝારી ભરી લાવી;
અંચળાવે વ્રજબાલ. ૧૦

ઝાલર ઘંટા શંખ ધ્રુની કર, કરે મંગલા માંય રે;
વાર વાર નિરાંજનને મીશ, અંગ આનંદ ભરાય;
અંગ આનંદ ભરાય મન હરખે, પ્રફુલ્લિત થઈ સુતનું મુખ નિરખે;
રાય લોન ઉતારે શિરપર, ઝાલર ઘંટા શંખ ધ્રુની કર;
કરે મંગલા માંય. ૧૧

ભાવરૂપ વ્યાપક વ્રજ વલ્લભ, આરોગ્યા સૌ ઠોર રે;
વ્રજજનના હિત કારણ પ્રગટયા, નાગર નંદ કીશોર;
નાગર નંદ કીશોર તે માણો, પ્રેમવિવશ પુરૂષોત્તમ જાણો;
સ્નેહ કરી સૌને છે સુર્લભ, ભાવરૂપ વ્યાપક વ્રજવલ્લભ;
આરોગ્યા સૌ ઠોર. ૧૨

મણિમય મંદિર વ્રજપતિ કેરાં, ચિત્ર ચોક વિશાળ રે;
કંચન સ્થંભ કશીદા કાપ્યા, પૃથ્વી રત્ન પ્રવાળ;
પૃથ્વી રત્ન પ્રવાળ સવારી, ફૂરતી જાળીદાર તે બારી;
અબીલ ગુલાલ આંગણે વેરચાં, મણિમય મંદિર વ્રજપતિ કેરાં;
ચિત્ર ચોક વિશાળ. ૧૩

કનકપાટપર વસ્ત્ર બિછાવી, પધરાવ્યા ગોપાળ રે;
તેલ ફુલેલ અંગ ચોળે, કોમલ કર વ્રજ બાલ;
કોમળ કર વ્રજ બાલ ચડાવે. પુરવન કહી મોદ બઢાવે;
હાવભાવ કરી રહ્યા હસાવી, કનકપાટપર વસ્ત્ર બિછાવી;
પધરાવ્યા ગોપાળ. ૧૪

અતિ સુગંધ ઉબટનો અંગે, કરે કામની કોય રે;
ચોકસ થઈ ચીકનાઈ ટાળે, અંગ અંગ જ્યાં હોય;
અંગ અંગ જ્યાં હોય તે ઝાંખી, ભાવ સહિત સેવા અભિલાખી;
સ્નાન કરે શામલીઆ સંગે, અતિ સુગંધ ઉબટનો અંગે;
કરે કામની કોય. ૧૫

ઉષ્ણોદક કંચન ઘટ આણી, નામે શિરપર નાર રે;
ચતુરાં ચોળીને નવરાવે, નટવર નંદ કુમાર;
નટવર નંદકુમાર નિહાળે, સ્પર્શ કરીને અંગ પખાળે;
પાન કરચાં ચરણામૃત પાણી, ઉષ્ણોદક કંચન ઘટ આણી;
નામે શિરપર નાર. ૧૬

અંગ વસ્ત્ર ઉજ્વળ મલમલનાં, અંગોછે શ્રી અંગ રે;
વસ્ત્ર પાલટી નવાં ધરાવે, સમય અનુસાર પ્રસંગ;
સમય અનુસાર પ્રસંગ હીમહેરી, લાલ ઈજારપર છાપ સુનેરી;
લટકન અલક સવારે લલનાં, અંગ વસ્ત્ર ઉજ્વળ મલમલનાં;
અંગોછે શ્રીઅંગ. ૧૭

શ્વેત પાગ શિર પેચ સુનેરી, મોરચંદ્રકાધાર રે;
અતિ કોમલ વાગો ખાસાનો, પટકા ચેડાદાર;
પટકા ચેડાદાર જરીનો, ઉપરણો રંગ્યો અગરીનો;
ઋતુ કુસુમાકર રમવાકેરી, શ્વેત પાગ શિર પેચ સુનેરી;
મોરચંદ્રકાધાર. ૧૮

આભૂષણ સુવર્ણનાં સાજે, કુંડલ કંકણ હાર રે;
કટી મેખળા ક્ષુદ્ર ઘંટીકા, પગ નુપુર ઝમકાર;
પગ નુપુર ઝમકાર ઘુઘરમા, નાદ ઝીણો બાલક તે તરના;
કેસર તિલક લલાટ બિરાજે, આભૂષણ સુવર્ણનાં સાજે;
કુંડલ કંકણ હાર. ૧૯

નકબેસર નિર્મળ ગજ મોતી, રાતાં અધર રસાલ રે;
હીરાકણી હરવટી ઉપર, ઝળકે ઝાક ઝમાલ;
ઝળકે ઝાક ઝમાલ તે ઝળકે, પદક પાતિ ઉર ઉપર ચળકે;
નવાં રત્ન નવ ગ્રહની જોતી, નકબેશર નિર્મળ ગજ મોતી;
રાતા અધર રસાળ. ૨૦

સિંહાસન બેઠા સુંદર વર, દરશણ દેવા કાજ રે;
દરપણ દેખાડે વ્રજવિનતા, મુખ નિરખે મહારાજ;
મુખ નિરખે મહારાજ મન હરખે, સખા મંડળી સન્મુખ નિરખે;
કરૂણા દષ્ટિ કરી સૌ ઉપર, સિંહાસન બેઠા સુંદર વર;
દરશણ દેવા કાજ. ૨૧

ગોપીજન નિજ ઘરથી લાવી, સામગ્રી બહુ ભાત રે;
ભાવે આરોગે અલબેલો, કરે રસીલી વાત;
કરે રસીળી વાત તે સાથે, અંગીકાર કીધાં નિજનાથે;
અચવાવી બીડી ખવરાવી, ગોપીજન નિજ ઘરથી લાવી;
સામગ્રી બહુ ભાંત. ૨૨

રાજ ભોગનો સમો વિચારી, કરે ભાત મનુહાર રે;
ભુખ્યાં છે ભગવાન રોહિણી, વેગન લાવો વાર;
વેગન લાવો વાર ઘડીની, હેમથાળ સાજી સખડીની;
પ્રથમ ભરી શીતલ જળ ઝારી, રાજભોગનો સમો વિચારી;
કરે ભાત મનુહાર. ૨૩

કનક થાળ સાજ્યો સખડીનો, લુચૈ લાપશી દાળ રે;
શિરો શેવ વડાં ભુંજરડા, પાયશ પરમ રસાલ;
પાયશ પરમ રસાલ તે મીઠી, ઢોકરીયાં રોટીને લીટી;
મોહોટો ડબરો ભર્યો કઢીનો, કનક થાળ સાજ્યો સખડીનો;
લુચૈ લાપશીદાર. ૨૪

ભાત ભલો ખાટોને ખારો, મીઠો મેવા દ્રાખ રે;
સુકા સજળ તળ્યાંને વાટચાં, બહુ બીંજનનાં શાખ;
બહુ બીંજનના શાખ તે સાજી, તાંજલજો બથવાની ભાજી;
બીજીવાર ઓશાણુ વધારચો, ભાત ભલો ખાટો ને ખારો;
મીઠો મેવા દ્રાખ. ૨૫

ઘેવર માટ જલેબી બુંદી, અણસખડી અગણીત રે;
બારોદી શીખરણ બીલસારૂ, તાજું ઘૃત નવનીત;
તાજું ઘૃત નવનીત તે તાજું, મઠા છાસમાં મીઠુ સાજું;
બાફ્યાં બેજન રાયતાં ગુંદી, ઘેવર માટ જલેબી બુંદી;
અણસખડી અગણીત રે. ૨૬

ભુજરડાં ફુલ વડી વધારી, શિખરણુ વટી રસાળ રે;
તે સર્વે જાણે ઉજ્વળ ધર્યાં, દિસે અતિ વિશાળ;
દિસે અતિ વિશાળ અરીસા, જુગતેથી જે જે પિરસ્યાં;
સકરકંદ સુરણુ રૂચિકારી, ભુજરડાં ફળ વડી વધારી;
શિખરણુ વટી રસાળ. ૨૭

અમૃત ફળ તળીઆંને કેળાં, આંબા શાખ અંજીર રે;
નારંગીને મીઠાં લીંબુ, ફણુસ સરસ રસનીર;
ફણુસ સરસ રસનીર સમરપ્યાં, મિશ્રી બુરાં માંહી પધરાવ્યા;
હરિ ભોજન હિત કીધાં ભેળાં, અમૃત ફળ તળીયાંને કેળાં;
આંબા શાખ અંજીર. ૨૮

લીંબુ અદરકનું સંધાણું, કેરી કેર કુંવાર રે;
સરળ સેલરાને અંબેડાં, કાચી હળદર સાર;
કાચી હળદર સાર તે પોળી, ખારક લીલી દ્રાખ રસીલી;
ગરમર ઘોલાં વળી વળી વખાણું, લીંબુ અદરકનું સંધાણું;
કેરી કેર કુંવાર. ૨૯

સામગ્રીની શીમા કેરી, ગણ્યાં ન જાએ નામ રે;
આરોગે જ્યાં અખિળ લોકપતી, વિશ્વરાણા વિશ્રામ;
વિશ્વરાણા વિશ્રામ બિરાજ્યા, તુળશી દળ પધરાવ્યાં તાજાં;
ધૂપ દીપ શંખોદક ફેરી, સામગ્રીની સીમા કેરી;
ગણ્યાં ન જાએ નામ. ૩૦

માતા મુખ મનુહાર કરીને, પ્રીતે પરૂસે પાક રે;
ઓટ દઈ નવ જુવતી ઉભી, રહી મોહન મુખ તાક;
રહી મોહન મુખ તાક તે ઝાંખે, પ્રેમ કટાક્ષ પ્રભુપર નાખે;
સંકેત સાન સુચવે હરીને, માતા મુખ મનુહાર કરીને;
પ્રીતે પરૂસે પાક. ૩૧

મન ભાવેથી ભોજન કીધાં, તૃપ્ત થયાં ત્રૈલોક રે;
પ્રસાદી જુઠણ અભિલાખી, અનુચર ઉભા ચોક;
અનુચર ઉભા ચોક તે જાણી, યથાયોગ્ય આપે વ્રજરાણી;
અમૃત જળ ઉપરથી લીધાં, મનભાવેથી ભોજન કીધાં;
તૃપ્ત થયાં ત્રૈલોક. ૩૨

રૂડી રૂપાજળ લાવી ઝારી, વદન પખારે નાથ રે;
ત્રીષ્ટી ત્રાસ ધર્યો નવ તરૂણી, હરી ધોયા હાથ;
હરી ધોયા હાથ પખાળી, કર અંગોચે પાન સવારી;
પ્રેમ ભાવે રાધા પ્યારી, રૂડી રૂપાજળ લાવી ઝારી;
વદન પખારે નાથ રે. ૩૩

ચૂરણ શેવરધન સોપારી, પીળાં પાન ખરાસ રે;
કાથો ચુનો લવીંગ એલાચી, મન ગમતાં મુખવાસ;
મન ગમતાં મુખવાસ આરોગે, જાવંત્રી જાયફળ છે જોગે;
ખતરીશી બીડી રૂચીકારી, ચૂરણ શેવરધન સોપારી;
પીળાં પાન ખરાસ રે. ૩૪

પ્યારી લઈ ઉભી પીકદાની, સન્મુખ રહી નિહાળ રે;
રસ તંબોલ તે ઉપર નાખે, હેતે મદન ગોપાળ;
હેતે મદન ગોપાળ, તે હસતાં, અમૃત સુગંધ અતિ મસમસતાં;
માનવંતી મોહન મનમાની, પ્યારી લઈ ઉભી પીકદાની;
સન્મુખ રહી નિહાળ રે. ૩૫

રાજભોગ આરોગી બેઠા, સિંહાસન વ્રજ નાથ રે;
હસે હસાવે વાત કરંતાં, સખા મંડળી સાથ;
સખા મંડળી સાથ મુરારી, ખેળ કરવા ઈચ્છા મનધારી;
ગ્વાલ બાલ બહુ પોળમાં પેઠા, રાજભોગ આરોગી બેઠા;
સિંહાસન વ્રજનાથ. ૩૬

તાલ મૃદંગ વીણા ડફ વાજે, આવી સહુ વ્રજબાળ રે;
કેસર રસ પીચકારી છરકે, ઉપર અબીલ ગુલાલ;
ઉપર અબીલ ગુલાલ ઉડાડે, પાગ પીછોડે ચુવો લગાડે;
મુખછબી જોતાં મનમથ લાજે, તાલ મૃદંગ વીણાં ડફ વાજે;
આવી સહુ વ્રજબાળ. ૩૭

સખા મંડળી સન્મુખ થઈને, ખેલ મચાવ્યો ખૂબ રે;
ભરે ભરાવે ગ્વાલ ગોપિકા, રહ્યા રંગ રસ ડુબ;
રહ્યા રંગ રસ ડુબ સુરંગી, કેલ કરાવે બહુ નેન કુરંગી;
ભાગી ભામની મોરલી લઈને, સખા મંડળી સન્મુખ થઈને;
ખેલ મચાવ્યો ખૂબ. ૩૮

હઠે નહી વ્રજ નારય હઠીલી, ગ્વાલ મનાવી હાર રે;
કાહાન કુંવરને કાયર કીધા, કુસુમ કેંદુની માર;
કુસુમ કેંદુની માર મચાવી, એક આડી થઈ રહી બચાવી;
પ્રેમ રાડ બહુ કરે રસીળી, હઠે નહી વ્રજનાર હઠીલી;
ગ્વાલ મનાવી હાર. ૩૯

શામળીઓ કહે સુણીએ શામા, થઈ તમારી જીત રે;
મોરલીમાં મારૂં મન અટક્યું, જાણો છો રસ રીત;
જાણો છો રસ રીત તે તમે, ફૂગવા લ્યો જેવા મન ગમે;
રમતાં રાડ્ય ન કરીએ રામા, શામળીઓ કહે સુણીએ શામા.
થઈ તમારી જીત. ૪૦

નિત્ય લીલા નાગર ગિરિધરની, કેટલી કહું વિસ્તાર રે;
શુક સનકાદિક શેષ સ્વયંભુ, શ્રુતિ ન પામે પાર;
શ્રુતિ ન પામે પાર પ્રમાણે, નારદ શારદ કેમ વખાણે;
ગતિ નહી જ્યાં બુદ્ધિસાગરની, નિત્ય લીલા નાગર ગિરિધરની;
કેટલી કહું વિસ્તાર. ૪૧

શ્રીમુખથી બદન રજ ટાળી, ધરચા કુસુમના હાર રે;
દરપણ દેખાડે શ્રીવલ્લભ, શોભીતાં શાણગાર;
શોભીતાં શાણગાર સુહાવે, વેણું વેત્ર મુખ હાથ ધરાવે;
ખંડ પાટની ચોકી ઢાળી, શ્રીમુખથી બદન રજ ટાળી;
ધરચા કુસુમના હાર રે. ૪૨

કરચો ટકોરો ઝાલર કેરો, ઘંટા શંખ રસાલ રે;
નિકટ સહચરી સાજી લાવી, આરતી ઝાકઝમાળ;
આરતી ઝાકઝમાળ ઉતારે, માતા સુતપર તન મન વારે;
સમય અનુસારે તાણ્યો ટેરો, કરચો ટકોરો ઝાલર કેરો;
ઘંટા શંખ રસાળ. ૪૩

પેંડા પર પગ ધરી પધારચા, શય્યા મંદિર માંય રે;
બીડા બંટો ત્રીસ્ટી માળા, ધરી તારૂણી ત્યાંય;
ધરી તારૂણી ત્યાંય તે વિગતે, રત્ન પલંગ બીછાવ્યો જુગતે;
કરી વિશ્રામને શ્રમ નિવારચા, પેંડાપર પગ ધરી પધારચા;
શય્યા મંદિર માંય. ૪૪

ચોપડ રમવાની રૂચી કીધી, પાશા લીધા હાથ રે;
હોડ કીધો હારચા જીત્યાનો, શામાજીને સાથ;
શામાજીને સાથ બિહારી, સુંદરીએ એક સોગઠી મારી;
જાણી જોઈને જાવા દીધી, ચોપડ રમવાની રૂચી કીધી;
પાશા લીધા હાથ રે. ૪૫

કેલ કળા રસ કામની માતી, સંતોખ્યા નિજ નાથ રે;
પરસ્પરે પ્રેમે બંધાણાં, પ્રીતમ પ્યારી સાથ;
પ્રીતમ પ્યારી સાથ સ્વભાવે, સુરત રંગમાં રસ ઉપજાવે;
એ લીલા નિજ મંદિરે થાતી, કેલ કળારસ કામની માતી;
સંતોખ્યા નિજનાથ. ૪૬

કોઈ દિવસ મન ઇચ્છા ધારી, કરવાને વનખેલ રે;
સુંદર શ્રીજમુના ત્રટ ઉપર, ફુલી રહી દ્રુમ બેલ;
ફુલી રહી દ્રુમ બેલ તે રંગે, ગ્વાલ મંડળી લીધી સંગે;
ગોદ ગુલાલને કરમાં પીચકારી, કંઈ દિવસ મન ઇચ્છા ધારી;
કરવાને વનખેલ. ૪૭

માતપિતાની આજ્ઞા લીધી, ઉભા આવી પોળ રે;
બળદાઉ ઘેરીને ઉભા, ગોધન કેરા ટોળ;
ગોધન કેરા ટોળ ચલાવે, વ્રજ વિનતા જોવાને આવે;
નેત્ર સમશ્યા તેને કીધી, માતપિતાની આજ્ઞા લીધી;
ઉભા આવી પોળ. ૪૮

ગોવર્ધન પરવતની પાસે, લીલાં તૃણ અપાર રે;
નિરમળ નીર ઝરે ઝરણાનાં, વૃક્ષનમાં ફળ ભાર;
વૃક્ષનમાં ફળ ભાર તે ભારે, સરખે સરખ્યાં હારે હારે;
ગુફા કીંદરા સુંદર ભાસે, ગોવર્ધન પરબતની પાસે;
લીલાં તૃણ અપાર. ૪૯

ગ્યાલ બાળ ત્યાં રમતા ડોલે, ગાય ચરે ચહુપાસ રે;
દ્રુમ છાંયા બેઠા મનમોહન, શીતળ પવન સુવાસ;
શીતળ પવન સુવાસ તે આવે, સખા સુદામા હસે હસાવે;
પક્ષી શબ્દ મનોહર બોલે, ગ્વાલ બાળ ત્યાં રમતા ડોળે;
ગાઈ ચરે ચહુપાસ. ૫૦

સખા પ્રતે શામલીઓ કહે છે, હજી ન આવી છાક રે;
શાને વાર લગાડે માતા, પૂરણ ન થયું પાક;
પૂરણ ન થયું પાક તે જાણ્યું, ભુલી ગયાં ભોજનનું ટાણું;
મારગ સામું જોઈ રહે છે, સખા પ્રતે શામળીઓ કહે છે.
હજી ન આવી છાક. ૫૧

ઉઠી ઉભા થઈ જુવે છે, ઝાડ ચડી જગદીશ રે;
દૂર થકી આવતાં દીઠાં, છાક હારી દશ વીશ;
છાક હારી દશવીશ તે દીઠી, મોહનને મન લાગી મીઠી;
સુબળ સુબાહુ શાહ્યા ધોવે, ઉઠી ઉભા થઈને જુવે;
ઝાડ ચડી જગદીશ. ૫૨

છાક હારી વન ઉપવન ખોળે, ક્યાંહે ન લાધે લાલ રે;
આણજાણી અતિ આતુર ઉભી, વ્યાકુળ થઈ વ્રજબાલ;
વ્યાકુળ થઈ વ્રજબાલ વિચારી, ભૂખ્યા ભૂધર ખીજે ભારી;
ક્યાં હશે ઉપવનને ઓળે, છાક હારી વન ઉપવન ખોળે;
ક્યાંહે ન લાધે લાલ રે. ૫૩

મુરલી નાદ કીધો વનમાળી, સુણ્યો કામની કાન રે;
ચપળ થઈ ગજગામની ચાલી, ભાળ જડી ભગવાન;
ભાળ જડી ભગવાન તે જાણી, હસે પરસ્પર હરખ ભરાણી;
પાસે જઈ શ્રમ પીડા ટાળી, મુરલી નાદ કીધો વનમાળી;
સુણ્યો કામની કાન. ૫૪

છાક હારીની છબી શું નિરખે, મોહ્યા મદન ગોપાળ રે;
અતર સુગંધ અતિ મસમસતાં, લોચન ચપળ વિશાળ;
લોચન ચપળ વિશાળ અણિયારા, સુરંગ ચુંદડી કાપડાં કાળાં,
રૂપ જોઈ રતિ મન આકરષે, છાક હારીની છબી શું નિરખે;
મોહ્યા મદન ગોપાળ. ૫૫

છાક ટોકરા શિરપર ધરીઆ, ઉતાર્યા તે ઠામ રે;
વસ્ત્ર વિચિત્ર તે ઉપર ઢાંક્યાં, સામગ્રી ન નામ;
સામગ્રી ન નામ તે નોખાં, ચતુરાઈથી રાખ્યાં ચોખાં;
દરશણ દેખી દંડવત કરીઆ, છાક ટોકરા શિરપર ધરીઆ,
ઉતારચા તે ઠામ. ૫૬

કહો કામની ક્યાં રોકાણી, પુછે હરિ હરખાય;
ભણે ભામની મારગ શો ભુલી, શોધ્યાં સહુ વનરાય;
શોધ્યા સહુ વનરાય અજાણે, મોરલી નાદ સુણ્યો તે ટાણે,
આવી અતિ આતુર હું જાણી, કહો કામની ક્યાં રોકાણી;
પૂછે હરિ હરખાય. ૫૭

ઠોર ઠોરથી બોલાવી લીધા, સખા સર્વે નિજ નાથ રે;
પોતાનું પણ પાળવા, દોના મરવા રસાળ,
દોના મરવા રસાલ તે લાવ્યા, પંગત બેઠી ભલા સુહાવ્યા,
વેહેચણ વાંટ વિસાંળી કીધા, ઠોરઠોરથી બોલાવી લીધા;
સખા સર્વે નિજ નાથ. ૫૮

પહેલી ખીર પરોશી મીઠી, ઉપર વડાં વિશોકરે રે;
બીજી સામગ્રી બાહુ વિધની, ગણી ન જાય અનેક;
ગણી ન જાય અનેક કેમ કહીએ, શાક સંધાણા ભુલી જઈએ;
દહીં ભાત રોટીને લીટી, પેહેલી ખીર પરોશી મીઠી;
ઉપર વડાં વિશોક. ૫૯

સુબળ સુબાહુ સખા સુદામા, અરજુન ભોજ વિશાલ રે;
કૃષ્ણ તોક મંગળ મધુ મંગળ, રસભ મદન સીમાળ;
રસભ મદન સીમાળ તે સંગી, દ્વાદશ સખા અતિ અંતરંગી;
મધ્ય બેઠા મોહન બળી રામા, સુબળ સુબાહુ સખા સુદામા;
અર્જુન ભોજ વિશાળ. ૬૦

પોતાની પાતલપર બેઠા, ભોજન કરે સ્વાદ રે;
કોઈ શૂન્ય કોઈ મુન્ય રહ્યા છે, કોઈ કરે બકવાદ;
કોઈ કરે બકવાદ તે બોલે, કોઈ કોઈના સિકા ખોલે;
કેટલા પાસે કેટલાક છેટા, પોતાની પાતળ પર બેઠા;
ભોજન કરે સ્વાદ. ૬૧

સખા પરસ્પર કોદ કરે છે, એક બીજાની સાથ રે;
કોઈ કોળીઓ લઈને ભમે, કોઈ ચઢાવે હાથ;
કોઈ ચઢાવે હાથ તે ચાખે, કોઈ ઝોંટવા ઝાપટ નાખે;
કોઈ સંતાડી ઉર ધરે છે, સખા પરસ્પર કોદ કરે છે;
એક બીજાની સાથ. ૬૨

ભોજન રૂચિ ઉપજાવે હરીને, કામની નેન કુરંગ રે;
પવન મિશે દુર પાલવ ઝાલે, દેખાડે નિજ અંગ;
દેખાડે નિજ અંગ તે આછાં, સાદ કરીને ઢાંકે પાછાં.
ચતુરાં સ્ત્રી ચરિત્ર કરીને, ભોજન રૂચિ ઉપજાવે હરીને;
કામની નેન કુરંગ. ૬૩
સામગ્રીની મિશે વખાણે, નવ યુવતીનું રૂપ રે;
ચંદ્રકળા મેવાટી ગુંજા, માખણ વડાં અનુપ;
માખણ વડાં અનુપ તે સ્વાદે, ફુણી કપુર નારી છે આદે;
નામ અર્થ જગજીવન જાણે, સામગ્રીને મિશે વખાણે;
નવ યુવતીનું રૂપ. ૬૪
ભલી ભાતથી ભોજન કીધાં, સખા મંડળી સાથ રે;
નિરમળ જલ ઝરણાનાં પાણી, હરી પખાળે હાથ;
હરી પખાળે હાથ તે ધોવે, અંગોચ્યા લઇ કર મુખ લોહવે;
બીડાં પાન વાંટીને દીધાં, ભલી ભાતથી ભોજન કીધાં.
સખા મંડળી સાથ. ૬૫
કેસર રસની કાવડ આવી, ગાડી ભરી ગુલાલ રે;
અબીર ઉજવળ અતિ સુગંધિક, ચોવા અતર રસાળ;
ચોવા અતર રસાલ તે બેહેકે, કુસુમ હાર હેયાપર લેહેકે;
કંચન પીચકારી કર ફાવી, કેસર રસની કાવડ આવી;
ગાડી ભરી ગુલાલ. ૬૬,

ખેલ મચાવ્યો વૃંદાવનમાં, કાલંદ્રીને તીર રે;
એક મેર મંડળ મોહનનું, એક મેર બલબીર;
એક મેર બલબીર તે ઉભા, સખા સર્વની સરખી શોભા;
પ્રેમ સુધા ઝળકે લોચનમાં, ખેળ મચાવ્યો વૃંદાવનમાં;
કાલંદ્રીને તીર. ૬૭

દેવ દુંદુભી વાજે વ્યોમે, ગાંધર્વ ગાય ધમાર રે;
અબીર ગુલાલે અંબર છાયો, કુસુમ ગેંદના પ્રહાર;
કુસુમ ગેંદના પ્રહાર કરે છે, એક બીજાને રંગ ભરે છે;
ભાનુ નવ દેખાય ભોમે, દેવ દુંદુભી વાજે વ્યોમે;
ગાંધર્વ ગાય ધમાર. ૬૮

વાત સુણી બરસ્યાણે શામાં, વન ખેલે ઘનશામ રે;
સખી વૃંદ સાથે લઈ ચાલ્યા, રમવાને મન હામ;
રમવાને મન હામ તે હોળી, તવતવડી તરૂણીની ટોળી;
અતિ અભિલાખા ધરે અભિરામા,વાત સુણી વરશ્યાણે શામા;
વન ખેલે ઘનશામ. ૬૯

કનક કળશ દાસી શિશ ધરીઆ, ભરીઆ કેસર નીર રે;
રત્નજડિત પિચકારી હાથે, ઘણો ગુલાલ અબીર;
ઘણો ગુલાલ અબીર તે લાવ્યા, દેખતાં મોહન મન ભાવ્યા;
સખાસહિત સન્મુખ પરવરીઆ,કનકકળશ દાસી શિશધરીઆ;
ભરીઆ કેસર નીર. ૭૦

સામ સામવા મંડળ જોડી, કરે પરસ્પર ખેળ;
જાત જાતના ઝાડ ન દીશે, અરૂણ થઈ બન બેલ;
અરૂણ થઈ બન બેલ ગુલાલે, રંગધાર વૃક્ષોની ગળે;
ભરે ભામની સન્મુખ દોડી, સામ સામવાં મંડળ જોડી;
કરે પરસ્પર ખેળ. ૭૧

ગ્વાલ બાલ ચહુ દીશાથી ધશીઆ, કરે કમળની માળ રે;
અબીર ગુલાલે આંખો ઢાંકી, અકળાણી વ્રજબાળ;
અકળાણી વ્રજબાલ અજાણી, વળતી વાત વિવેકની આણી;
ખેળ કરીને પાછા ખશીઆ,ગ્વાળ બાલ ચહુ દીશાથી ધસીઆ;
કરે કમળની માળ. ૭૨

વળતી વ્રજ ભામની થઈ ભેળી, મતો કરે મનમાંહે રે;
પાખંડે પેસારા કરીએ, ઉભા મોહન જયાંહે;
ઉભા મોહન જયાંહે મન મોલે, ગોપ વેષ થઈ જઈને ખોળે;
છપી રહીએ સહુ મંડળી મેળી,વળતી વ્રજ ભામની થઈ ભેળી;
મતો કરે મન માંહે. ૭૩

ગ્વાલ બાળનો વેષ ધરીને, ચાલી ચતુરાં ચાર રે;
નાર સર્વ નાશીને છુટી, ફુલદડાની માર,
ફુલદડાની માર તે મારી, જગજીવન થઈ જીત તમારી;
હોંસ કરે નહી હવે ફરીને, ગ્વાલ બાલનો વેષ ધરીને;
ચાલી ચતુરાં ચાર. ૭૪

કપટ હેતની વાત ન જાણી, રાખ્યો મન વિશ્વાસ રે;
ઝાલ્યા હાથ અચાનક જુવતી, સખા નહી કોઈ પાશ;
સખા નહી કોઈ પાશ અજાણે, ત્રિયા સર્વે તેડીતે ટાણે;
આવી સુંદરી સહુ સહુ સપરાણી, કપટ હેતની વાત ન જાણી;
રાખ્યો મન વિશ્વાસ. ૭૫

ગોપ વેષ ગોપી જે હુંતી, ગઈ જ્યાં બલિરામ રે;
ક્યાં દાઊ કહીને સંભારે, ઘડી ઘડી ઘનશ્યામ;
ઘડી ઘડી ઘનશામ તે તેડે, અળગા આણી વળગી છેડે.
પ્રેમદા સહુ પાછળથી પોતી, ગોપ ગોપી જે હુંતી;
ગઈ જ્યાં બલિરામ. ૭૬

બે બંધવ પ્રેમે બંધાણા, પડ્યા ત્રિયાને ફંદ રે;
નીચે જોઈને જોડે બેઠા, બળદાઉ ગોવિંદ;
બળદાઉ ગોવિંદ ન બોલે, બીજા ગ્વાલ ભાગતા ડોલે;
સુબળ સુદામા જોઈ લજાણા, બે બંધવ પ્રેમે બંધાણા;
પડ્યા ત્રિયાને ફંદ. ૭૭

કાહાન કુંવરનું અંગ સવારે, સ્વામિનીના શૃંગાર રે;
વેણી ગુંથી ચાંડલો ચોડ્યો, કાન અકોટી ધાર;
કાન અકોટી ધાર તે સાજી, કાજળ રેખ નેત્રમાં આંજી;
કટિ લહેંગા શિર સાડી ધારે, કહાન કુંવરનું અંગ સવારે;
સ્વામિનીના શૃંગાર. ૭૮

હળધરને ચંદ્રાવળી કીધાં, પુરૂષ વેષ થઈ નાર રે;
મોર મુગટ રાધા મસ્તકપર, વેણુ વિત્ર કર ધાર;
વેણું વિત્ર કર ધાર સુહાવે, અંબર ધરી બાહુ ગતિ ઉપજાવે;
વિમિત વેશ વિનતાએ દીધા, હળધરને ચંદ્રાવળી કીધા;
પુરૂષ વેષ થઇ નાર. ૭૯
જોડે બેઠાં જોડ બિરાજે, શાંમળ ગૌર શરીર રે;
જાણે જાન્હવી જમુનાં સાથે, તીર્થરાજને તીર;
તીર્થરાજને તીર ત્રવેણી, અરૂણ ગુલાલ સરસ્વતી શ્રેણી;
એ છબી જોતાં પાતિક ભાંજે, જોડે બેઠા જોડ બિરાજે;
શામળ ગૌર શરીર. ૮૦
અબલા ઉભી કરે ઠઠોરી, નારી રૂપ નિહાર રે;
કાહાન કુંવરને દુલહી કીધા, દુલહો થઈ વ્રજબાલ;
દુલહો થઈ વ્રજબાલ તે રાધે, સકન ગાંઠી હરિ હાથે બાંધે;
હાંહો કહીશ હું બોલે હોરી, ઉભી અબલા કરે ઠઠોરી;
નારી રૂપ નિહાર. ૮૧
જુવો સખા સુદામા સર્વે, નંદ કુંવરનું રૂપ રે;
કન્યા થઈ બેઠાં છે કેશવ, અખિલ ભુવનનાં ભૂપ;
અખિલ ભુવનનાં ભૂપ મુરારી, તેહેના સખા તમે હિતકારી;
ઉભા કેમ જીત્યાને ગર્વે, જુવો સખા સુદામા સર્વે;
નંદ કુંવરનું રૂપ. ૮૨

વન વિહાર પ્રીતમ પ્યારીનો, કવિમુખ કહ્યો ન જાય રે;
અમૃત રસ સાગર ઉમગ્યો તે, ગાગર કેમ સમાય;
ગાગર કેમ સમાયે તે સાચે, ચાખે જેમ ચરકલી ચાંચે;
એશું વરણું સ્વાદ વારીનો, વન વિહાર પ્રીતમ પ્યારીનો;
કવિ મુખ કહ્યો ન જાય. ૮૩
વિબુધ સર્વે વસુધાપરી આવ્યા, ધરી પુરૂષનો વેશ રે;
શેષ થયા સંકરષણ સરખા, સુદામા માહેશ;
સુદામા માહેશ તે જાણું, સુરપતિ સુબળ સુબાહુ માણું;
ગ્વાલ બાલ ગુણ રૂપ સુહાવ્યાં, વિબુધ સર્વે વસુધાપરીઆવ્યા;
ધરી પુરૂષનો વેષ. ૮૪
પારવતી લલીતાજી સરખાં, કમલા કીરત કુંમાર રે;
ચિત્રલેખા ચંદ્રાવળી સરખાં, સચી વિશાખા નાર;
શચી વિશાખા નાર તે નેરી, રાધા પ્યારી થઈ કુમેરી;
હરીને હાસ વિલાસે હરખ્યાં, પારવતી લલીતાજી સરખાં;
કમલા કીરત કુમાર. ૮૫
વન ક્રીડા સંપૂરણ કીધી, પાલટીઆ પટકોલ રે;
અંગ પોચી પીછોડા ધાર્યા, અરૂણ થયા દ્રગતોલ;
અરૂણ થયા દ્રગતોલ ઉજાગર, મુખ દીશે શોભાનો સાગર;
સખા સખીને આજ્ઞા દીધી, વનક્રીડા સંપૂરણ કીધી;
પાલટીઆ પટકોલ. ૮૬

કુંજ સદન શીતળ દ્રુમ છાયા, રતિ કામનું ધામ રે;
કુસુમ સેજ તે મધ્ય સમારી, કરવાને વિશ્રામ;
કરવાને વિશ્રામ વિચારે, ખમાં ખમા સખી સઉ ઉચ્ચારે;
થયો શ્રમ અતિ કોમલ કાયા, કુંજ સદન શીતળ દ્રુમ છાયા;
રતિ કામનું ધામ. ૮૭
ચતુરાં બેઠી ચરણ તલાશે, પોઢયા નંદ કુમાર રે;
બાહુ સુગંધ ફુળી બનબેલી, મધુકરના ગુંજાર;
મધુકરના ગુંજાર તે થાય, કોયલ કીરના શબ્દ સુહાય;
રવી તેજનો લેશ ન ભાસે, ચતુરાં બેઠી ચરણ તલાશે;
પોઢયા નંદ કુમાર. ૮૮
નંદ કુંવર નિદ્રાવશ જાણી, પ્યારી તજ્યો પ્રસંગ રે;
એક પોહોર પોઢીને ઉઠયા, આળશ ટાળ્યું અંગ;
આળસ ટાળ્યું અંગ બીહારી, સુરત કેલ ઇચ્છા મનધારી;
લાવી સુંદરી શીતળ પાણી, નંદ કુંવર નિદ્રાવશ જાણી;
પ્યારી તજ્યો પ્રસંગ. ૮૯
સુરત કલા રતી કેલ કરીને, તૃપ્ત કરી તે નાર રે;
સખા સર્વ આવીને ઉભા, કુંજ કુટીને દ્વાર;
કુંજ કુટીને દ્વાર તે આગે, પુરૂષોતમ પોઢયાકે જાગે;
અરજુન ઉભા શંખ ધરીને, સુરત કલા રતિ કેલ કરીને;
તૃપ્ત કરી તે નાર. ૯૦

શંખ વજાડે સમો વિચારી, ઉથ્થાપને કાજ રે;
નિદ્રા તજો આનંદ લલારે, સાંજ પડી મહારાજ;
સાંજ પડી મહારાજ ધરે જૈઞ્યો, ગાય વૃંદ ટેરીને લેઞ્યે;
લાવી ભોગ ભીલડી નારી, શંખ વજાડે સમો વિચારી;
ઉથાપનને કાજ. ૯૧
સુણી શંખ ધ્રુની બાહેર પધાર્યા, દરશણ દીધાં નાથ રે;
ગિરિશિખર સિંહાસન બેઠા, સખા મંડળી સાથ;
સખા મંડળી સાથ તે સાથે, કમલ નેત્ર બેહુ ભાવ પ્રકાશે;
નિજ જનના વેહતાપ નિવાર્યા, સંખ ધ્રુનિ સુણી બાહેર પ[illegible];
દરશણ દીધાં નાથ. ૯૨
મોહન મુખ સુખ સાગર શોભા, કોટી કામ બલહાર રે;
પુલીંદ્રણ પાકાં ફળ લાવી, જાંબુ બોર અનાર;
જાંબુ બોર અનાર તે ફાટાં, ખારક ખરણી મીઠાં ખાટાં;
લઈ ઉભી દરશણની લોભા, મોહન મુખ સુખ સાગર શોભા;
કોટી કામ બળહાર. ૯૩
ખરબુજા અંજીરને આંબા, શીતળ ફળ અંગુર રે;
પેર કરમદાં રામફળ રૂડાં, પીશીદાર ખજુર;
પીશીદાર ખજુર વખાણે, અખોડ બદામ દ્રાખ બેદાણે;
રસિક કંદ રતાલુ લાબાં, ખરબુજા અંજીરને આંબા;
શીતળ ફળ અંગુર. ૯૪

પ્રેમ ભાવ આરોગે પોતે, વળી વખાણે સ્વાદ રે;
સખા સર્વને વેંહેચી દીધો, રહ્યો જે શેષ પ્રસાદ;
રહ્યો જે શેષ પ્રસાદ તે દીધો, સફળ મનોરથ તેહનો કીધો;
તૃપ્ત થાય શ્રીમુખ જોતે, પ્રેમભાવે આરોગ્યા પોતે;
વળી વખાણે સ્વાદ. ૯૫
મોહન મુરલી નાદ સુણાવી, ટેરે છે ગૌ વૃંદ રે;
સખા સુદામા સન્મુખ ઉભા, ચંચળથી વ્રજચંદ;
ચંચળથી વ્રજચંદ વિચારે, ગોકુળ જાવા ઈચ્છા ધારે;
ગાય નિકટ ચાલીને આવી, મોહન મુરલી નાદ સુણાવી;
ટેરે છે ગૌ વૃંદ. ૯૬
ચાર સખાને આગળ ચિંધ્યા, બીજા બાળ અનંત રે;
મધ્ય મોહન પાછળ બલદાઉ, ચાલ્યા ગાય ગ્રહંત;
ચાલ્યા ગાય ગ્રહંત સંભાળી, ધુમર ધોળી કાજળ કારી;
તેહનાં ટોળા જુજવાં કીધાં, ચાર સખાને આગળ ચીંધ્યા;
બીજા બાળ અનંત. ૯૭
ગાયોની પગ ખુર રજ ઉડે, ગગન થયું ઘનઘોર રે;
વાછરડાં ઉપર હેત જણાવે, ચાલે કરી હીશોર;
ચાલે કરી હીશોર હેતાળી, દુધ ભાર નશકે ચાલી;
ગણી ન જાય લાખ કરોડે, ગાયોની પગ ખુર રજ ઉડે;
ગગન થયું ઘનઘોર. ૯૮

ગિરિધર ગોકુળ પાસે આવી, ધરી અધર પર વેણુ રે;
નાદ સુણી આતુર વ્રજસુંદરી, થયાં પ્રફુલ્લિત નેણ;
થયાં પ્રફુલ્લિત નેણ સલોણાં, કીધાં કૃષ્ણે કામણ ટોણાં;
સંજા ભોગ સજીને લાવી, ગિરિધર ગોકુળ પાસે આવી;
ધરી અધરપર વેણુ. ૯૯
અબળા મારગ રોકી ઉભી, દરશણનો અભિલાષ રે;
દિવસ વ્રહેથી તૃપ્ત થઈ છે, જેમ તપે વેશાક;
જેમ તપે વૈશાક વિશેષે, ગૌરજમાં શ્રીમુખ નવ દેખે;
લાવણ્ય રૂપ લાલચી લોભી, અબળા મારગ રોકી ઉભી;
દરશણનો અભિલાષ. ૧૦૦
શામ ઘટા ઘન જળધર સરખું, દીઠું અદ્ભુત રૂપ રે;
પ્રેમ કટાક્ષ અમૃત જળ વૃષ્ટિ, શીતળ થઈ અનુપ;
શીતળ થઈ અનુપ સુધ ભુલી, ચંદ્ર જોઈ કમોદની ફુલી;
કોટી કળા નિધિઆનન નિરખ્યું, શામ ઘટા ઘનજલધર સરખું;
દીઠું અદ્ભુત રૂપ. ૧૦૧
સંજા ભોગ ધરચો સહુ વનિતા, કીધો શામ સ્વીકાર રે;
ઉતરમાં પ્રતિઉત્તર દીધા, નિરભય કીધી નાર;
નિરભય કીધી નાર તે આવી, નેન સેન સહુને સમજાવી;
છેલો ભોગ ત્યાં લાવી લલીતા, સંજા ભોગ ધર્યા ત્યાં વનિતા;
કીધો શામ સ્વીકાર. ૧૦૨

દુજણી ગાય ખીરકમાં ઘાલી, બીજી રહી બેઠેલ રે;
સિદ્ધપોળ આવ્યા પુરષોત્તમ, પ્રફુલ્લિત અંબુજ નેન;
પ્રફુલ્લિત અંબુજ નેન મનોહર, કમલ વદન અલકાવલિ મધુકર;
જોવા જશોદા આવ્યાં ચાલી, દુજણી ગાય ખીરકમાં ઘાલી;
બીજી રહી બેઠેલ. ૧૦૩

આરતી કંચન થાળ સવારી, લાવી ઋષિ કુમાર રે,
માત જશોદા હાથ ધરીને, ઉતારે બહુ વાર;
ઉતારે બહુવાર તે હરખે, એક મીટે મોહન મુખ નિરખે;
શિરપર ઉતારી જલ ઝારી, આરતી કંચન થાલ સંવારી,
લાવી ઋષિકુમાર. ૧૦૪

નિજમંદિર પધરાવે માતા, બે બંધુની જોડ રે;
કનક પાટપર બેઠા શોભે, બળિરામ રણછોડ;
બળિરામ રણછોડ તે સુખથી, ગૌરજ પોચે માતા મુખથી;
ગોપી ગોપ સકળ સુખદાતા, નિજમંદિર પધરાવે માતા;
બે બંધવની જોડ. ૧૦૫

વડા કરે શૃંગાર કુંવરના, મનમાં વાધ્યો મોદ રે;
આભૂષણ ઉતારી આપે, લીએ રોહીણી ગોદ;
લીએ રોહીણી ગોદ નિહાળી, ગણી ગણી રાખે સંભાળી;
રાખ્યા સુહામ અંશ અવરના, વડા કરે શૃંગાર કુંવરના;
મનમાં વાધ્યો મોદ. ૧૦૬

ગોકુળ ગોદોહન ધુની થાએ, વિપ્ર વખાણે વેદ રે;
દેવ મંદિર દીપાવળી પ્રગટી, ભાટ ભણે છે ભેદ;
ભાટ ભણે છે ભેદ વખાણી, પછી બોલે મધુરી વાણી;
સભા કરી બેઠા વ્રજરાએ, ગોકુળ ગોદોહન ધુની થાએ;
વિપ્ર વખાણે વેદ. ૧૦૭

કામ વિશે કોઈ કામની આવે, જશોદાજીને ધામ રે;
ગાય ઘરે મારી નથી આવી, ક્યાં ગયા ઘનશ્યામ;
ક્યાં ગયા ઘનશામ તે સોંપી,ચતુર વચન એમ બોલે ગોપી;
સામળીયો સાને સમજાવે, કામ મિશે કોઈ કામની આવે,
જશોદાજીને ધામ. ૧૦૮

કરી રશોઈ રોહીણી તાતી, સંભાળી સુત હેત રે;
ઉજળો ભાત દેવજીરાનો, પાશો પીળી પેહેત;
પાશો પીળી પેહેત સુધારી, ઘૃત લવીંગ ઘણી વધારી;
શાક સંધાણા ભજીઆં ભાજી, કરે રશોઈ રોહીણી તાજી;
સંભાળી સુત હેત. ૧૦

મોહનભોગને ખાસા પુરી, થપડીને ફરશાણ રે;
તીખાં તમતમતાને તાજાં, અદરક સહિત ઓસાણ;
અદરક સહિત ઓસાણ તે સધરા, મેવા મીઠા ખાટા મધુરા;
કઢયાં દુધમાં ધરી કટોરી, મોહન ભોગ ખાસાની પુરી;
થપડીને ફરસાણ. ૧૧૦

કીધાં ભોજન ભાવ પ્રમાણે, કરે વખાણ વિવેક રે;
જળ અચવાવી બીડી દીધી, સુગંધ સહિત વિશેક;
સુગંધ સહિત વિશેક સહેલી, તે મોહન શ્રીમુખમાં મેલી;
ધરી કુસુમ માલા તે ટાણે, કીધાં ભોજન ભાવ પ્રમાણે;
કરે વખાણ વિવેક. ૧૧૧

સેન ભોગ સામગ્રી કહેતાં, વધી જાય વિસ્તાર રે;
નંદ કુવરને નિદ્રા આવે, ભોગ ધર્યા તેણીવાર;
ભોગ ધર્યા તેણીવાર તે જમવા, સ્વાદ ઘણા કીધા મનગમવા;
બે જનુની મુખ નિરખી રેહેતાં, સેન ભોગ સામગ્રી કેહેતાં;
વધી જાય વિસ્તાર. ૧૧૨

ઝાલરનો ઝણકારો થાએ, ઘંટાનો ઘણેણાટ રે;
સેન આરતી કરે જશોદા, મેટ્યો મન ઉચાટ;
મેટ્યો મન ઉચાટ તે સગળે,વ્રજ વિનતા સહુ વદન નિહાળે
મોહન મુખે બગાસાં ખાએ, ઝાંઝરનો ઝણકારો થાએ;
ઘંટાનો ઘણેણાટ. ૧૧૩

નિજ મંદિરની પાશે ન્યારૂ, શય્યા મંદિર ધામ રે;
પ્રેમદા પધરાવી જળધારી, કરવાને વિશ્રામ;
કરવાને વિશ્રામ પધારચા, નિદ્રાવશ થયા નંદદુલારા,
સેન સદની શોભા ધારૂ, નિજમંદિરની પાશે ન્યારૂં;
શય્યા મંદિર ધામ. ૧૧૪

જરીપટા પીછવાઈ બાંધી, કોકકળાનાં ચિત્ર રે;
ચંદરવે મોતીની ઝાલર, પાથયાં વસ્ત્ર વિચિત્ર;
પાથયાં વસ્ત્ર વિચિત્ર સકોમળ, ધારે ચરણ જહાં વ્રજમંગળ;
અષ્ટ મહાસિદ્ધિ રહી આરાધી, જરીપટા પીછવાઈ બાંધી;
કોકકળાનાં ચિત્ર. ૧૧૫
નાથ પધારયા સજ્જા મંદિર, આવી લલિતા ત્યાંહે રે;
શિશનમાવી સન્મુખ ઉભી, બેઠા મોહન જ્યાંહે;
બેઠા મોહન જ્યાંહે નિહાળી, નેન સેન કીધી વનમાળી;
તેડી લાવો તારૂણી સુંદર, નાથ પધારયા સજ્જા મંદિર;
આવી લલીતા ત્યાંહે. ૧૧૬
કહે લલીતા શામાજી ચાલો, તેડે નંદકુમાર રે;
વાટ જુવે વ્રજજીવન ઉભા, સજ્જા મંદિરદ્વાર;
સજ્જા મંદિરદ્વાર ઉજાગર, અતિ આતુર છે ગિરિધર નાગર;
નાગરી વશ કરીએ વ્રજવાહાલો, કેહે લલીતા શામાજી ચાલો;
તેડે નંદકુમાર. ૧૧૭
હરણનેણી હરખેથી ચાલી, પ્રાણ પિયાને પાસ રે;
વિધવિધ ભાવ કરી હરિસાથે, કીધા ભોગવિલાસ;
કીધા ભોગવિલાસ તે કીધા, સુરત સમાગમનાં સુખ દીધા;
પોઢયા પછે કંઠ કરઘાલી, હરણ નેણી હરખેથી ચાલી;
પ્રાણપિયાને પાશ. ૧૧૮

પુરૂષોત્તમ પોટચા ઘરઘર પ્રત્યે, વૃજમંડળ ચહુધામ રે;
વ્રજવિનતા સુખ દેવા અરથે, અવતરીઆ અભિરામ;
અવતરીઆ અભિરામ અવતરીઆ,સુફળ મનોરથ તેહુનાંકરીયા
નાગર ગિરિધરની લીલા નિત્યે, પોઢચા પુરૂષોત્તમ ઘરઘરપ્રત્યે;
વ્રજમંડળ ચહુધામ. ૧૧૯

સૂરજ કિરણ પ્રકાશ કરે જેમ, પૃથવી કોટી પચાશ રે;
ગિરિધવર જલથળ સચરાચર, કરે તિમિરનો નાશ;
કરે તિમિરનો નાશ તે નિરખ્યો, તેજ નામ સુઉનેછે સરખ્યો;
દિવસ અંધને ગમે નહી જેમ, સૂરજ કિરણ પ્રકાશ કરે જેમ;
પૃથવી કોટી પચાશ. ૧૨૦

નિત્ય લીળા ગોકુળ વૃંદાવન, નિત્ય શ્રીજમુનાં તીર રે;
નિત્ય નંદ ગામ બરશાણો, નિત્યનવ કુંજકુટીર;
નિત્યનવ કુંજકુટીર સુહાવે, નિત્ય શીતળ સમીર ત્યાં આવે;
નિત્ય રમણ સ્થળ ગિરિ ગોવર્ધન, નિત્ય લીલા ગોકુળ વૃંદાવન;
નિત્ય શ્રીજમુના તીર. ૧૨૧

ભાગ્યવડા વ્રજવાસી કેરાં, કહે વિરંચી વેદ રે;
નંદ જશોદા ગોપગોપિકા, જાણ્યા ન જાએ ભેદ;
જાણ્યા ન જાએ ભેદ બ્રહ્માયે, શ્રુતિ પુરાણ શાસ્ત્ર સિમાયે;
સદા રહે નવ નાગર નેરા, ભાગ્ય બડા વૃજવાશી કેરાં;
કહે વિરંચી વેદ. ૧૨૨

શ્રીવલ્લભ વરના ચરણ કમળનો, દઢ આશરો હોય રે;
દેવ શિરોમણી મુનિ શિરોમણી, ભક્ત શિરોમણી શોય;
ભક્ત શિરોમણી શોય તે જાણે, ગોપીજનને વેદ વખાણે,
મહા મતાપ છે પ્રમેહ બળનો; શ્રીવલ્લભ વરના ચરણકમલનો;
દઢ આશરો હોય. ૧૨૩
વલ્લભ સુત શ્રીવિઠ્ઠલ કહીયે, બીજા ગોપીનાથ રે;
નંદકુવર દ્વિજ કુળ વપુ ધાર્યું, બળીરામને સાથ;
બળીરામને સાથ પધાર્યા, પુષ્ટિ મારગ ભાવ વધર્યા;
ચરણ રેણુ નિત્ય વંચીત રહીએ, વલ્લભ સુત શ્રીવિઠ્ઠલ કહીએ
બીજા ગોપી નાથ. ૧૨૪
ગોવરધનેશ કરૂણાના સાગર, આરત બંધુ આપ રે;
સેવકનો સેવક જાણીને, ટાલ્યો મન સંતાપ;
ટાલ્યો મન સંતાપ નિવારો, ભવજળ ડુબત પાર ઉતારો;
કરે વિનતી નિરબળ નાગર, ગોવરધનેશ કરૂણાના સાગર;
આરત બંધુ આપ. ૧૨૫

